॥ ओ३म ॥

# હિંદુ જાતિની રક્ષાની ઉપાય



હિન્દી પરથી ગુજરાતી ભાષાંતર કરનાર

**ધીરજરામ ગોપાળસિંહ ઠાકોર**

---

છપાવી પ્રસિધ્ધ કરનાર

**છોટાલાલ [illegible]રદાસ સુરતવાલા**

સ્ટેશનરોડ—સુરત

# ત્રિજોરી ત્રિજોરી ત્રિજોરી

**ચોરોના ભયથી નિરાંત રહેવું હોય અને આગના ગમે તેવા રાક્ષસી ભડકાઓમાં પણ તમારી દોલતને રક્ષિત રાખવી હોય તો અમારીજ બનાવટની**

## ત્રિજોરીઓનો ઉપયોગ કરજો

અત્યાર સુધીમાં અમારી ઉત્તમ બનાવટે બીજી અનેક જાતની ત્રિજોરીઓ સાથે હરિફાઇ કરી છે. અને અમારી સુંદર તથા ઝીણી પરંતુ સંગીન કારીગરીને પરિણામે અમે લોકોની પસંદગી મેળવી શકયા છીએ.

**સુરતના પ્રદર્શનમાં અમને સોનાનો ચાંદ અપાયો છે.**

**આમ છતાં,**

અમારા ભાવો લોકોને રાહત આપનારા છે. એકજ વખત અમારી દૂકાને મુલાકાત લેશો, તો અમારી ત્રિજોરીઓ તેની મજબૂતાઇ, સંગીનતા અને કિફાયત દરેકથી તમારી પસંદગીમાં આવી જશે,

**અમારૂં નામ જરૂર વાંચજો.**

## મીસ્ત્રી જે. ભગવાનની કંપની.

**ત્રિજોરીઓ બનાવનાર તથા વેચનાર**
**દાવજી બિલ્ડીંગ્સ સ્ટેશન રોડ, સુરત.**

ओ३म

धर्मो रक्षति रक्षितः

# હિંદુ જાતિની રક્ષાના ઉપાય

હિંદુ જાતિ દિન પ્રતિદિન ઘટતી જાય છે, હિંદુસ્થાનમાં પ્રાચીન સમયમાં ફક્ત હિંદુઓનોજ વાસ હતો, પરંતુ હાલમાં ઐત્રાતિઆંકસ ભાગજ હિંદુનો છે, તેમાંથી પણ ગયા દસ વર્ષમાં નવ લાખ ઓછાં થયાં છે, એટલે એક વર્ષમાં એક લાખના આસરે ઓછાં થતાં જાય છે, તે હિસાબે બે મહિનાના આઠ હજાર અને એક દિવસમાં આસરે ત્રણસો માણસો હિંદુની સખ્યામાંથી કમી થતાં જાય છે, અગર એ પ્રમાણે ચાલુ રહેશે તો, હિંદુઓનું નામ નિશાન સમય જતાં આ દેશમાં રહેવું મુશ્કેલ છે ?

હવે પ્રશ્ન એ છે કે આ આદર્શ જાતિને બચાવવા માટે શું ઉપાયો કરવા જોઇએ તેનો વિચાર કરવો જરૂરનો છે,

## શારિરિક બળ

ઘણા લોકોનું એવું કહેવું છે કે હિંદુ લોકો બળવાન હોય તો બીજી અન્ય જાતિઓ તેના ઉપર આક્રમણ કરી શકે નહિ ? એ વાત પણ ઠીક છે । કારણ નિર્બલને કોઇ પણ સહાયતા કરતું નથી. નિર્બલ શરીરને શત્રુનું તો પુછવું શું હોય, પવનનું પાણી અને ખોરાક પણ નુકશાન કરતાં માલમ પડે છે કે, જે તંદુરસ્તને જીવન આપનારા હોય છે, માટેજ પ્રત્યેક હિંદુ ભાઇઓએ પોતાનું શારિરીક બળ ઉત્તમ પ્રકારે ખીલવવા માટે પ્રયત્ન કરવો જોઇએ, દરેક મોહલ્લે અને શેરીએ શેરીએ કસ-

કરવાના અખાડા ખોલીને ઉછરતી પ્રજાને તેની તાલીમ આપવી જોઇએ. અને પૈષ્ઠિક ખોરાક ખાઇને નવ યુવાનોએ પોતાના શરીરને બ્રહ્મચર્યાદિ નિયમોનું પાલન કરીને, બળવાન બનાવવું જોઇએ, કે જેથી તેમની શારીરિક ઉન્નતિની સાથે વીર્યની વૃદ્ધિ થવાથી તેનો ઓજસમય પ્રભાવિત ચહેરો જોઇને દુશ્મનો તેના સામે કોઇ પણ જાતનું સાહસ કરી શકે નહીં; વળી લાકડી, પટા, લઠ્ઠો, આદિ ફેરવવાની કસરતો શીખવી જોઇએ, કારણ કે ઘણા મનુષ્યોથી પોતાનો બચાવ કરી શકાય, તેમજ હથિયારો કે જેમાં લાઇસન્સનો બાધ ન આવતો હોય તેવા રાખવા, અને જરૂર જણાય તો લાઇસન્સવાલા હથિયારો, પણ લાઇસન્સ લઇને રાખવા જોઇએ, કે જેથી હથિયારો હાલમાં હમોને બાળી સમાન ભય કરતાં થઇ પડયાં છે, તે ભય નીકળી જઇને, સમય પરત્વે હમારૂં તથા હમારા બાઈ બહેનોનું રક્ષણ કરી શકીએ.

જરૂર જણાય તેવી વખતે સ્ત્રીઓએ પણ હથિયારો રાખવા કે જેથી પોતાના સતીત્વનું રક્ષણ કરી શકાય!

## સ્પૃશ્યતા અને સામાજિક સંગઠન

એકલા શારિરીક બળથી પણ કામ ચાલી શકે નહી, હિંદુઓ એટલા નિર્બલ નથી કે જેટલા હમો માની બેઠા છીએ એક નિર્બલતાનું મોટું કારણ કુસંપ છે. અનેક જાતિઓ, અનેક સંપ્રદાયો અને ઉંચ નિચના ઝગડાઓથી કુસંપને ભૂળ મળતું જાય છે, મજુરી કરીને ગુજરાન કરવાવાલા ઉતરતી પંક્તિના લોકો તેમજ ઢેડ ચમાર આદિ અછૂત જાતિના મનુષ્યોના શરી સારા બળવાન જોવામાં આવે છે, પરંતુ ઉંચ કોમના લો

તેને નિચ સમજીને તેનો તિરસ્કાર કરવાથી, તે બીચારાં બળવાન હોવા છતાં નિચતાના કારણે હમારા ભયથી દૂર રહે છે, જેથી ઘણીક જગ્યાએ હમારા ઉંચનો ફાંકો રાખનાર લોકોને દુશ્મનોનો માર ખાવો પડે છે, માટે હિંદુ ભાઈઓ હવે તો ચેતો, સમય પલટાઈ ગયો છે, ઉંચ નિચના ઝગડા છોડીશું નહિ, તો હિંદુનું નામ નિશાન રહેશે નહી, માટે સ્પર્શતાના ભુતને દુર કરીને હરેક ગ્નાતિના હિંદુભાઈઓમાં સંપ થવાની ખાસ જરૂર છે. જેથી સમય પર એક બીજાને સહાય કરવા ચુકે નહી.

## હિંમત અને વિશ્વાસ

હિંદુઓ એટલા નિર્બલ નથી જેટલા તે પોતે પોતાને સમજે છે, પોતાને નિર્બલ માની બેસવાથી, ના હિમ્મત થઈને માઈકાંગલા જેવા બિકણ થઇ રહે છે, માટે દરેક ભાઇઓએ હિમ્મત રાખીને પોતાના મનમાંથી ભય દુર કરવો જોઇએ, અને એક બીજા ઉપર વિશ્વાસ રાખીને હરેકને દુઃખના વખતે મદદ કરવી જોઇએ.

## વહેમોનો ત્યાગ

હિંદુઓનો વહેમ પણ એક કટો શત્રુ છે, કે જે બળવાન ને પણ ભયભીત કરીને નિર્બલ બનાવી દેય છે, જેથી અનેક ધૂર્તોની જાળમાં ફસાઇને દુઃખી થવું પડે છે? એક ઇશ્વરની આરાધનાર્થ ચુકીને અનેક દેવ દેવીની જાળમાં ફસાતાં ફસાતાં આખરે મુડદા, તેમજ કબરો, ભુત ભુવાઓને પણ પૂજવા ચુકતા નથી, પોતાના આટલા દેવો છતાં મુસલમાનોની કબરો ઉપર પણ બાધા આખડીઓ ?

બલ્કે તેના ઉપરનુ પાણી ઉતારીને પીવાને ચુકતા નથી, વળી સાધુ ફકીરો વહેમી સ્ત્રીઓને ફોસલાવીને પોતાની જાળમાં ફસાવે છે, માટે ભાઇઓ ચેતો અને વહેમને ઉચા મુકો, વેદમાં કહ્યું છે કે अश्रद्धामनृते दधाच्छ्रद्धां सत्ये प्रजापति । અસત્યપર અશ્રદ્ધા કરો અને સત્યપર શ્રદ્ધા કરો પરતુ હિંદુભાઇઓ સત્યાસત્યનો વિચાર નહી કરતાં શ્રદ્ધા રાખે છે તેને કોઇ ધુતારો કહે કે મને સ્વપ્નુ દેવે આપ્યું છે, માટે મારા ખેતરમાથી તે દેવને કાઢવા જોઇએ, એટલે તુરત સર્વ મલીને ખેતરમાંથી મુરતીને ખોદી કાઢે છે, અને ખેતરવાળાને મો માગ્યા રૂપીઆ આપે છે તે મુરતી પછાડી લાખો રૂપીઆ ખર્ચ કરે છે પણ સમજતા નથી કે એવા ધુતારાઓ પૈસાની લાલચે, ખેતરમાં મુરતી દાટીને વાતો કરે છે, અને હજારો રૂપીઆ કઢાવી જાય છે, વગી જાુની કબરો નીકળવાથી તેની પણ બાધા આખડી રાખવા દોડી પહોંચે છે, કેટલી ખોટી શ્રદ્ધા હિંદુઓ માની બેઠા છે. તમારા ધર્મને ધિક્કારનારા તમારી મુરતીઓને ઠોકર મારનારાના મુડદાની ખોટી શ્રદ્ધા રાખીને અધર્મીઓને ઉત્તેજન આપી રહ્યા છો તેનો વિચાર કરો, મતલબકે હિંદુઓ સત્યા સત્યનો વિચાર કર્યા શિવાય શ્રદ્ધા શ્રદ્ધાની બુમો પાડીને પોતાના કાર્યની સફળતા ઇચ્છે છે, પરંતુ સોમલમાં સાકરની શ્રધ્ધા રાખીશુ તો જરૂર તે સોમલ હમારો પ્રાણ લેશે. માટે ખોટી શ્રધ્ધાથી ચેતો, અને ખરા ધર્માભિમાની થઇને એક ઇશ્વરની ઉપર શ્રધ્ધા રાખીને તેની ઉપાસના કરતાં શીખો.

## ધર્મ પ્રચાર અને શુદ્ધિ

જયાં મુસલમાન ક્રીશ્ચયન આદિ અન્યજાતિના લોકો સંખ્યાની વૃદ્ધિ કરવા માટે અનેક પ્રયત્નો કરી

રહ્યા છે. જુવો મિશનરીઓ અહીં આવીને પોતાના ધર્મની વૃદ્ધિ માટે કેટલો પ્રચાર કરી રહ્યા છે, કેટલો વ્યય કરી રહ્યા છે, જ્યારે હિંદુભાઇઓ પોતાના સમુહબળની કાંઇ પણ પરવા રાખતા નથી, અને પોતાના ભુલનો ભોગ બનેલા ભાઇ બ્હેનનોને શુદ્ધ કરીને પોતાનામાં મેળવવા માટે નારાજ હોય છે, જ્યારે મુસલમાન લોકો હિંદુને મુસલમાન બનાવીને રાજી થાય છે, અને બીજા ધર્મના મનુષ્યોને મુસલમાન બનાવવાને પોતાનો ધર્મ સમજે છે,

પરંતુ કોઇ વટલેલો હિંદુ પોતાની ભુલસમજીને પાછો હિંદુ ધર્મમાં આવવા ઇચ્છે તો તેને હિંદુઓ મેળવતા નથી, તેથી હિંદુઓની સંખ્યા દિનપર દિન ઘટતી જાય છે, તેની જરાપણ ચિન્તા કરતા નથી, એમની જ્ઞાતિઓમાં પણ અત્યન્ત કુસંપ જોવામાં આવે છે સાધારણ વાતમાં તે પોતાના જ્ઞાતિબંધુઓને બહાર કરી મુકે છે, તેવા જ્ઞાતિથી બહિસ્કાર થયેલા સ્ત્રી પુરૂષોને મુસલમાન અને ક્રીશ્ચીયનો તાકી રહેલા હોય છે, અને તેને અનેક લાલચો બતાવીને પોતાના ધર્મમાં પ્રેમથી દાખલ કરે છે, જેથી એક વખત આપણો ભાઇ હતો તેને હમેશને માટે આપણો શત્રુ બનાવીએ છીએ,

અગર એ પ્રમાણે કોઇ અનાથ વિધવા સ્ત્રી એવા પરધર્મીની જાળમાં ફસાય છે તો, હિંદુઓ જાણવા છતાં તેને અપનાવી શકતા નથી, જેથી તેના પતિત થવાના દ્વાર ખુલ્લા થાય છે. કારણ તેની ભુલ સુધારીને કોઇ તેને સંઘરી શકતુ નથી, જેથી તેને મુસલમાન યા ક્રીશ્ચીયન થવાની જરૂર પડે છે, અને પરધર્મી "ઘણી જેસતાન ઉત્પન્ન કરે છે તે હમા"

પેદા થાય છે (તાજો દાખલો ગાંડલમાં મંગળા નામની બ્રાહ્મણ વિધવા મુસલમાન થઈ છે, એવી બાળ વિધવાના પુનર્લગ્ન કર્યાં હોય તો આવી દશા થાય નહી)

વળી હિંદુઓ એક બીજા સાથે ભોજન કરવામાં ધર્મ ભ્રષ્ટતા માની બેઠા છે; તેમને એ ખબર નથી કે ખાવા પીવાથી ધર્મની હાની થતી નથી, માટે બંધુઓ વિચાર કરો અને હવે પણ સમજો. અને તમારાં પતિત ભાઇ બહેનોને આપણા ધર્મની ખરી ખુબી સમજાવીને તેને હિંદુ ધર્મમાં દાખલ કરો નાના નાના ધર્મ પંથોને એક તરફ રાખીને વિચાર કરો કે તમારો જુનામા જુનો વૈદિક ધર્મ છે, અને તે કેટલો વિશાળ છે, તે ઇશ્વરથી પ્રાપ્ત થયેલો ધર્મ છે, તેની સાક્ષી વેદ જેવા પ્રાચીન ધર્મ પુસ્તકો પુરી રહ્યા છે, વેદ, ઇશ્વર કૃત પુસ્તકો છે, તે ઇશ્વરની પ્રેરણાથી ઋષીઓને પ્રાપ્ત થયેલા છે, અને પર ધર્મીઓ પણ કબુલ કરે છે કે વેદોજ પ્રાચીનમાં પ્રાચીન ધર્મ પુસ્તક છે, વળી દરેક ધર્મોના મુળ વેદમાંથી નીકળેલા માલમ પડે છે, માટે હરેક હિંદુનો ખરો ધર્મ વેદને માનવાનો છે, માટે જે હિંદુ બીજાઓને વૈદિક ધર્મ ગ્રહણ કરવાને સહાયતા કરતા નથી તે પાપ કરે છે?

અગર હિંદુ ધર્મની ઉન્નતિ થાય અને તમો પરધર્મીઓને હિંદુ બનાવો તો જે લોકો ગૌભક્ષક છે. તે ગૌરક્ષક થાય, વૈદિક સભ્યતા વિશાળ થાય? અને કોઇ કોઇનો શત્રુ રહે નહી, માટે હિંદુભાઇઓની ફરજ છે કે તેને પોતાના હરેક સાધનોદ્વારા ...નો પ્રચાર કરવો અને કોઇ પણ વ્યકિત કે સમાજને

છે ૧૨૫૯૯

યુધ્ધ કરવાને સહામતા આપીને આનાથ થતી જાતિને બચાવવી જોઇએ.

## ધર્મ પુસ્તકોનો પાઠ

હિંદુઓના ધાર્મીક પુસ્તકો એટલા બધા છે કે જેનું વર્ણન કરવું મુશ્કેલ છે છતાં પણ સર્વનું મળતો દેવજ કહેવાય છે, ગીતા રામાયણ મહાભારત પુરાણો આદિ સર્વ ધર્મ પુસ્તકો વેદોનો મહિમાં ગાઇ રહ્યા છે, તે શીવાય હરેક હિંદુધર્મ સંપ્રદાયો વેદને પૂજ્ય માને છે, માટે વેદને વાંચવા વંચાવવા અને તેનો પ્રચાર કરવો હિંદુમાત્રનો પરમ ધર્મ છે, વળી રોજ પાઠ કરવાની પણ આપણી ધાર્મીક ફરજ છે, તમે જુવો કે મુસલમાનભાઇઓ રોજ કુરાન શરીફનો પાઠ કરે છે,

માટે દરેક હિંદુ કે તે કોઇ પણ જ્ઞાતિનો હોય તેને વેદનો પાઠ નિત્ય કરવો જોઇએ, કારણ મનુષ્ય માત્ર ઇશ્વરના પુત્રો છે, તેથી ઇશ્વરી પુસ્તક ઉપર સર્વનો એક સરખો અધિકાર છે. વેદના પઠન પાઠ નથી હિંદુઓનાં જે સંકુચિત વિચારો છે, નિચ ઉચ્ચતાનો જે ભીનભાવ છે તે જરૂર દુર થશે. માટે આપણા હિંદુ નેતાઓની ફરજ છે કે ઉપર બતાવેલા ઉપાયો દ્વારા હિંદુ જાતિનું રક્ષણ કરે. ઇતિઓમ્ !

---

સુરત લીમડાચોકમાં આવેલા નવયુગ મુદ્રણાલયમાં ભાઇલાલ ઝવેરભાઇ પટેલે, છોટાલાલ ખેમરદાસ સુરતવાળાએ છાપ્યું.

# મીલ, જીન સ્ટોરના વેપારીને

# ખુશ ખબર

——[*]——

અમારે ત્યાં જીનીંગસ્ટોર–લેધર બેલ્ટીંગ ક્રોમ લેધર, નડીઆદી, ભરૂચી સુરતી વગર નીમકના ચામડાના વાઇસર, તેમજ કંપ્લીટ રોલર, કાનપુરી લેધર લેશ, ક્રોમ લેધર બેલ્ટીંગ, મીલ માટે રોલર સ્કીન પીકીંગ બેન્ડસ, ઘોડાગાડી માટે હાઇકલાસ હારનીસ વગેરે કીફાયત ભાવથી તૈયાર મળશે.

અમારા પ્રખ્યાત અને સર્ટીફીકેટ અને મેડલ મેળવેલા ( કેમલ બ્રાન્ડ અને બુલડોગ બ્રાન્ડ ) લેધર બેલ્ટીંગ ઇંગ્લીશ કોઇપણ જાતના બેલ્ટીંગની હરીફાઈ કરી શકે છે. આજેજ ઓર્ડર આપી ખાત્રી કરો. વધુ ખુલાસા માટે લખો.

વધારામાં નીચે જણાવેલાં પુસ્તકો અડધા આનાની કિંમતે અત્રેથી મળશે.

આર્યસમાજ અને તેના ઉદ્દેશો.
હિંદુ જાતિની રક્ષાના ઉપાય.
ઈશ્વર અને તેની પૂજા.

ટેલીગ્રામ–"બેલ્ટીંગ સુરત."

**ન. બી. સુરતવાળા, સ્ટેશનરોડ–સુરત.**

(વાંચીને બીજા ભાઈઓને જરૂર વંચાવો)

# આર્ય સમાજના નિયમ.

સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આ
છે, તે સર્વનું આદિમૂળ પરમેશ્વર છે.

૨. ઇશ્વર સચ્ચિદાનંદરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન્ ન્યાયકારી
દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધા
સર્વેશ્વર, સર્વવ્યાપક સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત
પવિત્ર અને સૃષ્ટિકર્તા છે; એનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સત્યવિદ્યાઓનું પુસ્તક છે; વેદ ભણવા ભણાવવ.
અને સાંભળવા સંભળાવવા એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સર્વદા
ઉદ્યત રહેવું જોઇએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો
વિચાર કરીને કરવું જોઇએ.

૬. સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિ
સામાજીક ઉન્નતિ કરવી, એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ 

૭. સર્વસાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર યથા યોગ્ય વર્તવું

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇ

૯. પ્રત્યેકે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇ
સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦. સર્વ મનુષ્યોએ સામાજીક સર્વહિતકારી નિયમ
વામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પોતપોતાના હિતકારી
સ્વતંત્ર રહેવું જોઇએ.